

નૂરી બાબા.

# નુરી શોધ
# બોધ વચન.

## જય જયશ્રી નુરી સમર્થ અવધૂત.

હરેક મનુષ્યોએ જાણવું જોઇએ, અને સમજવું જોઇએ કે પરમાત્મા એકજ છે. તે નિરાકાર, નિર્લેપ, નિર્વિકાર, નિર્ગુણ, નિરાભાસ, નિર્ભેદ, નિર્વિકલ્પ, નિઅક્ષર, જ્ઞાનાતિત, ભાવાતિત, પ્રેમાતિત, ગુણાતિત,

સર્વશક્તિમાન, સર્વવ્યાપક, સર્વજ્ઞ, અને કરોડો સૂર્યનો પ્રકાશ તેમના તેજ તથા પ્રકાશ પાસે ઝાંખો પડે, એવા પૂર્ણ ચૈતન્ય પ્રકાશમય છે. અને જેને દેવતાઓ તથા દેવીઓ કહે છે, તેઓ ચોક્કસ હદની શક્તિ ધરાવનારા સુક્ષ્મ શરીરવાળા હોય છે. તે દેવતા તથા દેવીઓને પરમાત્માની પૂર્ણ શક્તિ નથી, અને તેથી તે પરમાત્મા નથી. તેમજ તેઓ પરમાત્માએ કરેલા નિર્માણ પ્રારબ્ધને ફેરવવાની તાકાત ધરાવતા નથી. આ બાબતની સાબીતી પુરાણોમાંથી મળશે. પુરાણોમાં દેવ અને દાનવોની લડાઈ વર્ણવી છે, અને બ્રહ્મા વિષ્ણુ મહેશ જેવા દેવતાઓએ, તે નિરાકારી પરમાત્માનું સ્તવન તથા ભજન પોતાને બચાવવાને માટે કરેલું છે એમ લખેલું છે, તે ઉપરથી ઉપર જણાવેલી બાબત ખુલ્લી રીતે સાબીત થાય છે. માટે મનુષ્યે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પદાર્થ મેળવવાને

માટે ઉપર જણાવેલા એકજ નિરાકારી પરમાત્માનું સ્તવન ભજન કરવાનું છે. અને એ બોધ હિંદુ ધર્મના વેદોમાં પણ વર્ણવેલો છે તેમજ મુસલમાનોના કુરાનમાં, ક્રિશ્ચિયનોના બાઈબલમાં, ઈસરાઈલિના ધર્મ-પુસ્તકોમાં, અને પારસીઓના જરથુસ્ત ધર્મપુસ્તકોમાં પણ એજ બોધ વર્ણવેલો છે.

પરમાત્મા શિવાય અન્ય દેવતા તથા દેવીઓની ભકિત કરવાથી નિર્માણ પ્રારબ્ધ ફેરવી શકાતું નથી એટલુંજ નહીં, પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ પ્રાપ્ત થતું નથી. તેમજ તે ભકિતમાં ભૂલ થવાથી, અથવા જણાવેલી પધ્ધતિથી જરા પણ ઉલ્ટી ભકિત થવાથી બગાડો થવાનું પરીણામ ઉભું થવાનો ભય હુંમેશ રહે છે. એટલા માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધવા માટે કેવળ નિરાકારી, ચૈતન્ય સ્વરૂપ પરમાત્માની ભક્તિ કરવી જોઈએ.

પરમાત્માને જાણુવાની, ઓળખવાની તથા મેળવ-વાની પધ્ધતિ તથા જ્ઞાન સદ્ગુરૂદ્વારાજ પ્રાપ્ત થાય છે. તેથી હરેક મનુષ્યે સદ્ગુરૂ પ્રાપ્ત કરવોજ જોઈએ અને તેનો અનુગ્રહ લેવોજ જોઈએ.

સદ્ગુરૂ એટલે સ્થૂળ દેહધારી મનુષ્ય, જે જ્ઞાન કોટીથી પુરૂષોત્તમપદને પહોંચેલો હોય અને તેની પરે તુર્યાતિત, ભાવાતિત અને જ્ઞાનાતિત કોટીમાં પસાર થઈ, પરમાત્માનાં નિરાકારી પદને પહોંચી પોતે મનુષ્ય દેહ ધારણુ કરેલો તે છતાં, તથા પોતે સાકાર રૂપમાં છે તે છતાં પોતે સ્વયં નિરાકારી, પૂર્ણુ ચૈતન્ય પ્રકાશમય છે, અને તે સ્થિતિને અનુભવસિદ્ધ પ્રાપ્ત કરેલી છે, એવા પુરૂષને સદ્ગુરૂ કહે છે.

ઉપર વર્ણુવેલી સદ્ગુરૂની સ્થિતિમાં બે પ્રકારની સ્થીતિ હોય છે. એક સાલીક એટલે કે મનુષ્ય દેહધારી સદ્ગુરૂ જે દુનિયામાં સંસારમાં વિચરી દરેક સ્થીતિનું

ભાન તથા જ્ઞાન ધરાવે છે. તે દુનિયામાં સર્વ કાંઈ કરે છે, સંસારમાં વિચરે છે. તે છતાં પરમાત્માથી મળેલો રહે છે. તેવા સદ્દગુરૂને સાલીક કહે છે.

બીજી મસ્ત એટલે કે જે સદ્દગુરૂ પોતાનાં દેહ, સંસાર તથા દુનિયાનાં ભાન રહીત, દુનિયાની નજરે દીવાનાની સ્થીતિમાં, પણ અંદરથી પરમાત્માથી પૂર્ણ મળેલો રહે છે. એવા મસ્ત પાસે જ્યારે કોઇ વ્યકિત જાય છે ત્યારે તે વ્યકિતઓ તેમનાં મોઢામાંથી અપ-શબ્દ નીકળતાં સાંભળે છે. તથા લાકડીઓ વડે મારતાં તથા પત્થર ઈંટ જે હાથમાં આવે તે ફેંકતા જોય છે; તેવા પુરૂષને મસ્ત કહે છે. મસ્તો આ પ્રમાણે કરે છે તેનું કારણ તેની પાસે જતી વ્યકિતઓને ખરાબ લગાડવાનું નહીં, પણ તેવા પુરૂષો પરમાત્મા-થીજ મળેલા હોય છે અને ભાનહિન હોવાને લીધે તેમની પાસે આવતી વ્યકિતઓને વ્યકિત તરીકે ન

જોતાં, ફક્ત તેમના વિકારોનેજ જોય છે અને તે વિકારોનેજ અપશબ્દ બોલે છે તથા માર મારે છે; કે જેથી તે વ્યક્તિઓનાં વિકારો તથા દુર્ગુણો મરી જાય. તેમને દુનિયાનું ભાન તથા જ્ઞાન ન હોવાને લીધેજ તેઓ આવું કાર્ય કરે છે. તેટલા માટે ગૃહસ્થી માણુસો તેવા મસ્તોની પાસે જવા સંકોચાય છે.

દુનિયામાં, પરમાત્મા તરફથી ઉપદેશ કરવા માટે જ્યારે જ્યારે સદ્‌ગુરૂઓ મોકલવામાં આવ્યા છે, ત્યારે ત્યારે સાલીક સદ્‌ગુરૂઓનેજ મોકલાવ્યા છે, જેવા કે વશિષ્ટ, વિશ્વામિત્ર, પારાસર આદી મહાન રૂષીઓ, તથા મનુ ભગવાન વીગેરે સદ્‌ગુરૂઓ થઇ ગયા જેમણે હિંદુશાસ્ત્ર બનાવ્યા તથા વેદને પૂર્ણપણે વર્ણવ્યો. તે સર્વે સંસારમાં રહેતા હતા, પ્રપંચ પણ કરતા હતા, અને પરમાત્માની સાથે મળેલા પણ હતા તેમજ તેઓ પૂર્ણ સાલીક હતા. તેવીજ રીતે પારસીઓનાં

જરથોસ્ત સાહેબ એક મહાન પેગંબર સદ્‌ગુરૂ થઈ ગયા તે પણ તેજ કોટીના હતા. તેમજ ખ્રીસ્તિઓના જીસસ ક્રાઇસ્ટ તથા ઈસરાઇલના મોઝીઝ અથવા મુસા સાહેબ તથા મુસલમાનોના મહમ્મદ પેગંબર સાહેબ વીગેરે સર્વ સદ્‌ગુરૂઓ એજ કોટીના હતા. અને સર્વેનો ઉપદેશ એકજ હતો. ફક્ત ભાષાજ ફેર હતી. સાલીક સદ્‌ગુરૂ દુનિયામાં મનુષ્યને, ગીતામાં કહ્યા પ્રમાણે દુનિયા અને સંસારમાં રહીને પરમાત્માને મેળવવાનો રસ્તો દેખાડી શકે છે. જ્યારે મસ્ત કોટી-વાળા તે કરી શકતા નથી. તેટલા માટે સદ્‌ગુરૂ સાલીકજ હોવા જોઈએ.

સાલીક સદ્‌ગુરૂનો અનુગ્રહ લીધા પછી શિષ્યોએ પોતાના ગુરૂ સાથે પૂર્ણ ભાવીક, શ્રધ્ધાવાન, તથા ભક્તિ પૂર્વક, તન, મન, ધન અર્પણ કરી રહેવું જોઈએ અને વર્તવું જોઈએ. ગુરૂ શિષ્યની સમયો સમય

કસોટી લે છે, તે કસોટીથી ન ગભરાતાં, પોતાના ગુરૂમાં શ્રદ્ધાવાન રહી, ગુરૂ ભકિતમાં તત્પર રહેવું એ હરેક શિષ્યને માટે જરૂરનું છે.

ભાવ અને શ્રદ્ધા એક એવી વૃત્તિ છે, કે જે પ્રથમ દૃષ્ટિથી પોતાની મેળે પેદા થાય છે. એ વૃત્તિને માટે કશું કારણ ઉપસ્થિત થતું નથી. તેમજ તે વૃત્તિ વિકાર રહીત, ભેદ રહીત, પૂર્ણ અદ્વૈત છે. જ્યારે વિશ્વાસ એ એક જુદીજ વૃત્તિ છે, અને તે એક બીજાનાં સહવાસથી ઉત્પન્ન થાય છે. જ્યારે ભાવ તથા શ્રદ્ધાને સહવાસની જરૂર નથી. કેવળ નજરો નજર મળેથી ઉત્પન્ન થાય છે. વિશ્વાસ દ્વૈતભાવ ધરાવનારી વૃત્તી છે. અને તે બીજાની ઉપર આધાર રાખે છે. જ્યારે ભાવ અને શ્રદ્ધા પૂર્ણ અદ્વૈત વૃત્તિ છે. અને તે પોતાનીજ ઉપર આધાર રાખે છે: અને જ્યારે તે વૃત્તિ કોઇ ઉપર ઉત્પન્ન થાય છે ત્યારે પોતાને તેની

અંદર ભૂલી જાય છે. એટલે કે પોતાનો અને સામી વ્યકિતનો દ્વંદ્વભાવ વિસારી દઇ, એકભાવ એટલે કે પૂર્ણ અદ્વૈતભાવ ઉત્પન્ન કરે છે. ફક્ત હરેક મનુષ્યે તે ભાવ અને શ્રધ્ધાને વળગી રહેવાની ખાસ જરૂર છે. મનુષ્યો વિકારવાળા હોવાથી ભાવ અને શ્રધ્ધાને ન સમજતાં, પોતાનાં વિકારમય વિચારોને લઈને, સ્વાર્થી ઇચ્છાને અંગે ભાવ તથા શ્રધ્ધા રહીત બને છે. અને તેટલાજ માટે તેવા મનુષ્યો દુઃખી થાય છે.

નાથ કથા અમૃતસારની અંદર એક કથા વર્ણ-વેલી છે. તે કથા ઉપરથી ભાવ અને શ્રધ્ધાનું લક્ષણ-ફળ તથા મહત્વતા હરેક મનુષ્યને સમજવામાં આવશે. એક ગામની અંદર એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. પણ તે બ્રાહ્મણે કોઈ પણ સદ્દગુરૂ પાસે ઉપદેશ લીધો ન હતો. અને એવી એક કહેવત છે કે વાંઝણીનું મોઢું જોવું પણ નુગરાનું મોઢું જોવું નહીં કારણ કે

એમાં મહા દોષ ઉત્પન્ન થાય છે.

તે વાતને અનુસરીને તે બ્રાહ્મણે ગુરૂ ઉપદેશ લેવાનો વિચાર કર્યો. તે વખતે તે ગામમાં એકજ ગુરૂ રહેતો હતો. અને પોતે બીજા પ્રદેશમાં જવાને શકિતવાન નહી હોવાથી તેજ ગુરૂપાસે ઉપદેશ લેવાનો વિચાર કર્યો. તે ગુરૂમાં સર્વે દુર્ગુણો હતા, જેવા કે દારૂબાજી, રંડીબાજી અને તે સીવાય, અનેક દુર્ગુણો હતા. એટલું જાણુવા છતાં તે બ્રાહ્મણે, ગુરૂ એ શબ્દનું મહત્વ સમજી, તેનાં પર પૂર્ણભાવ તથા શ્રદ્ધા રાખી તે ગુરૂનો ઉપદેશ લીધો. અને ઉપદેશ લીધા પછી તે પોતાના ગુરૂને સાક્ષાત પરમાત્મા સ્વરૂપ જોતો હતો એટલુંજ નહીં પણ તેવીજ રીતે તેનામાં પૂર્ણ ભાવ અને શ્રધ્ધા હતી.

કંઈક કાળ વ્યતિત થયા પછી, પરમાત્માએ તે શિષ્યની કસોટી લેવાનો વિચાર કર્યો તે એવી રીતે કે એક દીવસ તે ગુરૂએ પોતાનાં શિષ્યને

બોલાવી તેને પોતાની સાથે લઈ ગયા–રસ્તે જતાં એક દારૂની દુકાન આવી, તેમાંથી બે બાટલી દારૂ લઈ તે બાટલીઓ શિષ્યને પોતાની બે બગલમાં લેવાને કહ્યું. તે બ્રાહ્મણ શિષ્યે પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે બન્ને દારૂની બાટલી બગલમાં પકડી અને બન્ને આગળ ચાલ્યા. આગળ જતાં એક વેશ્યાનું ઘર આવ્યું, ત્યાં આગળ શિષ્યને નીચે ઉભો કરી આજ્ઞા કરી કે હું આવું ત્યાં સુધી અહીં ઉભો રહેજે અને પોતે દારૂની બે બાટલી લઈ વેશ્યાને ત્યાં ઉપર ચઢી ગયા. અને દારૂ તથા વેશ્યા ગમનમાં તે ગુરૂ ગુલતાન થઈ ગયા.

તે શિષ્યને ત્રણ પુત્રો હતા. પરમાત્માએ તેની કસોટી લેવાને માટે તેના એક પુત્રને આચ્છાદીત કરી નાંખ્યો, એટલે મરણ પામ્યો. તેનાં સગા સબંધી, સ્ત્રી વગેરે એકઠાં થયાં અને તે બ્રાહ્મણને શોધવા લાગ્યા. તે તો પોતાનાં ગુરૂની આજ્ઞા

પ્રમાણે તે વેશ્યાનાં ઘરની નીચેજ ઉભો હતો. ત્યાં આવી તે લોકોએ તેને સમજાવ્યો કે તારો પુત્ર ગુજરી ગયો છે. તેથી અગ્નિસંસ્કાર કરવાને ચાલ. ત્યારે તે બ્રાહ્મણે તે લોકોને જવાબ આપ્યો કે તમે જાવ ને તેને અગ્નિદાહ કરો. હું મારા ગુરૂનો હુકમ તોડી શકતો નથી. તે વખતે કેટલાક લોકોએ તેની સામેજ તેનાં ગુરૂની નિંદા કરી અને કહ્યું કે આવા દારૂડીયા, રંડીબાજ ગુરૂની પાછળ શું લાગ્યો છે? તને તેમાં શું મળશે. તે શિષ્યે જવાબ આપ્યો કે મારા ગુરૂની નિંદા મારી સામે નહીં કરો, મારો ગુરૂ એવો છેજ નહીં. તેતો સાક્ષાત પરમાત્માં સ્વરૂપ છે. અને તેથી તેની આજ્ઞા વગર હું અહીંથી હાલવાનો નથી. તમે અહીંયાથી ચાલ્યા જાવ. આમ રકઝક કરતાં દીવસ વ્યતિત થયો. તેટલામાં પરમાત્માએ તેનાં બીજા પુત્રને આચ્છાદીત કરી દીધો એટલે મરણ પામ્યો. પાછા તે બ્રાહ્મણ પાસે ઘણા લોકો આવ્યા ને જીદ કરી પણ

તેણે તો પાછો ઉપર પ્રમાણેજ જવાબ આપ્યો. મળસ્કુ થતાં પરમાત્માંએ તેનાં ત્રીજા પુત્રને પણ આચ્છાદીત કરી દીધો તેની ખબર પણ સવાર પડતાં લોકોએ તે બ્રાહ્મણને આપી. પોતાના ત્રણ ત્રણ પુત્રોનાં મરણને માટે યત્કીંચિત પણ શોક નહીં કરતાં, તેમજ દુનિયાનાં મોહમાયામાં ન લપટાતાં તે બ્રાહ્મણે ઉપર પ્રમાણેજ જવાબ આપ્યો. અને પોતાની ગુરૂભકિત તથા ગુરૂમાં પૂર્ણ ભાવ અને શ્રદ્ધા સચોટ દેખાડી આપ્યાં.

સાક્ષાત પરમાત્માને તે વખતે સ્વરૂપ લઈને આવવું પડ્યું ને તે બ્રાહ્મણ પાસે આવી પરમાત્માએ કહ્યું કે જો હું પ્રત્યક્ષ સદ્ગુરૂ છું ને સાક્ષાત પરમાત્મા છું. તારો ગુરૂ તો દારૂડીયોને રંડીબાજ છે. માટે તું એનો ભાવ અને શ્રધ્ધા છોડી દે ને મારૂં કહ્યું માન, તે વખતે તે બ્રાહ્મણે પરમાત્માને જવાબ આપ્યો કે હું તમને ઓળખતો નથી, અને તમો જે

મારા ગુરૂ માટે બોલો છો. તેવા મારા ગુરૂ નથી. મારા ગુરૂ તો સાક્ષાત પરમાત્મા સ્વરૂપ છે, અને તેમના ઉપરનો મારો ભાવ અને શ્રદ્ધા પૂર્ણ છે અને મારી ગુરૂભકિત સચોટ છે. માટે તમે અહીંથી ચાલ્યા જાવ.

આખરે તે શિષ્યના ભાવ, શ્રદ્ધા અને ગુરૂભકિત પર તૃષ્માન થઈ સાક્ષાત પરમાત્માએ તે વેશ્યાના ઘરમાં પ્રવેશ કર્યો. ને તે ગુરૂને સદ્‌ગુરૂ બનાવ્યો. અને પછી પરમાત્મા તથા સદ્‌ગુરૂ નીચે આવ્યા. સદ્‌ગુરૂએ પોતાના શિષ્યને કહ્યું કે બેટા આ સાક્ષાત પરમાત્મા છે. એનાં દર્શન કર. તે વખતે શિષ્યે જવાબ આપ્યો કે મારા પરમાત્મા તો તમેજ છો. ને એમ કહી તે ગુરૂના ચર્ણોમાં પોતાનું મસ્તક મુકયું. ને બોલ્યો જો આજે સાક્ષાત પરમાત્માના દર્શન મને થાય છે તો તે તમારે વડેજ થાય છે, તમે જો ન હોત તો આજે મને

દર્શન થાત નહીં. માટે મારા સાક્ષાત પરમાત્મા સ્વરૂપ તમેજ છો. અને તેથી હું પ્રથમ તમનેજ નમું છું. અને ત્યાર બાદ સાક્ષાત પરમાત્માને પણ નમ્યો. પરમાત્માએ તેના આવા ભાવ, શ્રદ્ધા ને ગુરૂભકિત જોઇ, પુર્ણ આશીર્વાદ આપ્યો, ને તેનાં ત્રણે પુત્રોને સજીવન કર્યાં.

આ દૃષ્ટાંત ઉપરથી હરેક મનુષ્ય સમજી શકશે કે ભાવ અને શ્રધ્ધા કેટલા જરૂરનાં છે. તથા તેમનું બળ કેટલું અનહદ પ્રમાણનું છે તેમજ તેની મહત્વતા કેટલી પ્રબળ છે અને તે વગર કોઇ પણ મનુષ્ય ઇશ્વર મેળવવાનાં માર્ગમાં આગળ વધી શકતોજ નથી. ગુરૂ ભકિત જેમ ભાવ અને શ્રધ્ધાથી કરવાની છે તેવીજ રીતે ગુરૂનાં પૂર્ણ પ્રેમી બનીને કરવાની છે.

પ્રેમ એટલે શું ? પ્રેમ એક અલૌકીક વસ્તુ છે,

તેની અંદર ઇચ્છા નથી, આશા તૃષ્ણા કાંઇ નથી. કેવળ જળનાં પ્રવાહની માફક અખંડ પ્રચંડ ઘોઘ તરીકે વહ્યાં કરે છે. પ્રેમ સાર્વજનીક છે. પ્રેમમાં દુઃખ નથી, શોક નથી. ઉત્પાત નથી ઉન્માદ નથી. તે નિર્લેપ, નિર્વીકાર, નિષ્પક્ષપાત, અભેદરૂપ પૂર્ણ આનંદમય છે, અને શાન્તિનું ખરૂં સ્વરૂપ છે. તેમાં હરેક મનુષ્યે ચોવીસે ચોવીસ કલાક ઝબોળ્યા રહેવાનું છે, એટલે કે એવા પ્રેમમાં મગ્ન રહેવાનું છે. દુનિયામાં મનુષ્યો જેને પ્રેમ કહે છે, તે પ્રેમ નથી, પણ માયા છે. અને માયાને પ્રેમ સમજે છે તે ખોટું છે. માયા પ્રેમ નથી.

પ્રેમ અદ્વૈતભાવ ધરાવનારૂં છે જ્યારે માયા દ્વૈત ભાવ ધરાવનારી છે. પ્રેમ નિર્વિકારી છે, જ્યારે માયા વિકારવાળી છે. પ્રેમ વાસના રહીત છે, જ્યારે માયા વાસનાનું મૂળ ઘર છે. પ્રેમ સાર્વજનીક છે જ્યારે

માયા વ્યક્તિરૂપ છે. એટલા માટે મનુષ્યો દુનિયામાં જે વૃત્તિને પ્રેમ કહે છે, તે વાસ્તવીક જોતાં પ્રેમ નથી પણ વિકારો તથા વાસનાઓથી ભરેલી માયા છે. તેથી દરેક મનુષ્યે માયા અને પ્રેમ એ બેનો તફાવત અનુભવદ્વારા સદ્ગુરૂ પાસેથી જાણી લેવો જોઇએ. માયા વ્યક્તિરૂપ છે, કલેશમય, વાસનામય, વિકારમય અને દુઃખનું મૂળ છે. એટલા માટે હરેક મનુષ્યે તે માયામાં ફસવું નહીં.

માયાનું મુળ સ્થાન મન છે અને તે મન જ્યાં સુધી વિકારમય કે વાસનામય હોય છે, ત્યાં સુધી તેની વૃતિને માયા કહે છે. હરેક મનુષ્યે સદ્ગુરૂદ્વારા પોતાના વિકારો અને વાસનાઓને મારી, મનને તાબે કરતાં શીખવું જોઇયે. જેથી મનુષ્ય પોતાનાં મનને, પોતાને વશ કરે એટલે કે માયાને પોતાને વશ કરે અને એ સ્થીતિ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તે દ્વૈત માયાનું સ્વરૂપ બદલાઇ જઈ, અદ્વૈત પ્રેમનું સ્વરૂપ પ્રાપ્ત થાય

અને પોતાનું મન આનંદ સ્વરૂપ બની જાય. ઉપલી વૃતિ-ઓના પ્રત્યક્ષ દાખલા બાઈ મીરાંબાઇ, નરસિંહ મહેતા, સંત તુકારામ, નામદેવ, કબીર સાહેબ, ગુરૂ નાનક વીગેરેનાં વૃતાંત વાંચવાથી પૂર્ણ રીતે સમજવામાં આવશે.

બીજું દુનિયામાં હરેક મનુષ્યે ઉપલી સ્થીતિ ગૃહણ કરતી વખતે ધીરજ સંતોષ અને શાન્તિરૂપી વૃત્તિઓ પ્રાપ્ત કરવી જોઇએ. કારણ તે પ્રાપ્ત કર્યા વગર ઉપર વર્ણવેલી સ્થીતિ પૂર્ણપણે પ્રાપ્ત થતી નથી. ધીરજ સંતોષ અને શાન્તિ એવાં અખુટ ધન છે કે તેનો સંગ્રહ હરેક મનુષ્યે અવશ્યમેવ કરવો જોઇયે, તે ચીજો જેની પાસે નથી તે આ દુનિયામાં કશું કરી શકતો નથી. એટલા માટે દરેક મનુષ્યે એટલું ખાસ ધ્યાનમાં રાખ-વાનું છે કે પોતાના વિચારોને તિલાંજલી આપી, શુન્ય મંડળમાં પહોંચાડી દઇ, કેવળ ધીરજ સંતોષ ને શાન્તિને અખત્યાર કરીને પૂર્ણ ભકિતમય શ્રદ્ધાવાન થઈને પ્રેમનાં

પ્રવાહમાં લીન થવું. ને કેવળ નીરઇચ્છિત બની જે સમય પરમાત્માએ આણ્યો હોય તે સમયમાં આનંદીત રહી, ભક્તિરસનું પાન કર્યા કરવું, ને પોતાની ફરજ અદા કરતા જવું.

બીજું હરેક વ્યકિત જે સદ્દગુરૂ પાસે શિષ્ય બનવા અથવા તો તેનો ઉપદેશ શ્રવણ કરવાને જાય છે, ત્યારે તેવી વ્યકિતઓ પૂર્ણ શ્રદ્ધાવાન તથા ભાવિક બનીને જતી નથી. અને એવી વ્યકિતઓને પોતાને અંતરદ્દષ્ટી તો હોતી નથી. તેમ સદ્દગુરૂના ભેદો સમજવાની તાકાત પણ હોતી નથી, તે છતાં તેવે પ્રસંગે પૂર્ણ શ્રધ્ધાવાન તથા ભાવિક બની સદ્દગુરૂનો ઉપદેશ પૂર્ણપણે શ્રવણ ન કરતાં સદ્દગુરૂના દેહ તથા તેની બાહિક ચેષ્ટાઓ તથા તેનાં ગત તથા આધુનિક કર્મોને જોઇ તેનાપર ટીકાઓ કરવા મંડી જાય છે, કે જે ચીજ કરવી મહા ભયંકર ગુનોહ છે. કારણ કોઇપણ વ્યકિતને તેવી નજર કે નિગાહ

એટલે કે અંતરદષ્ટિ કે જે તેનાં હૃદયની અંદર તે વીશે કશો પણ ખુલાસો કરી શકે, તેવી નજર કે નિગાહ અથવા અંતરદષ્ટિની ગેરહાજરીમાં, ઉપરના ગુણ દોષોને તથા કર્મોને જોઈને, પોતાને અનુકુળ અનુમાનો બાંધી તે ઉપર નિંદા કરવી તે મોટી ભુલ છે એટલુંજ નહીં, પણ ઉપર લખ્યા પ્રમાણે ભયંકર ગુનોહ છે. એટલા માટે હરેક વ્યકિતએ તેવા ગુનાહથી બચતા રહેવું.

ઉપલી સ્થીતિનું ભાન હરેક મનુષ્યને નીચલા દષ્ટાંત ઉપરથી બરોબર માલમ પડશે. એક ગામમાં એક સદગુરૂ રહેતા હુતા, અને તે સદગુરૂ પાસે હરેક જાતની વ્યકિતઓ આવતી હુતી. તેમાં કેટલાક ભાવિક, કેટલાક સ્વાર્થી તથા કેટલાક સદગુરૂની ચેષ્ટા જોનારાઓ સદગુરૂની ચેષ્ટા જોવાને માટેજ આવતા હુતા.

એક દીવસે સદગુરૂ પોતાની મંડળી સાથે બેઠા હુતા, તે વખતે એક મનુષ્યે આવી હાથ જોડી

નમન કર્યું. અને સદ્દગુરૂને અરજ કરી કે, મહારાજ મારે ગુરૂઉપદેશ લેવો છે માટે મને કૃપા કરી ઉપદેશ આપો. સદ્દગુરૂએ હસીને કહ્યું કે બેટા હું તને ઉપદેશ ખુશીથી આપું પણ તે પહેલાં તું મારો એક હુકમ બજાવીશ? તે શિષ્યે કહ્યું કે મહારાજ આપ જે હુકમ ફરમાવો તે હું કરવાને તઈયાર છું.

તે વખતે સદ્દગુરૂએ પોતાના ખીસામાંથી એક રૂપીયો કાઢયો ને સર્વ મંડળી સમક્ષ પેલા નવા આવનાર શખ્સને આપ્યો ને કહ્યું કે આજે રાતના રાંડવાડામાં જા ને રંડીબાજી કરી આવ. પેલા શખ્સે રૂપીયો લીધો ને સદ્દગુરૂનાં ફરમાન પ્રમાણે કરવાને કબુલ કર્યું. હવે તે વખતે જે મંડળી હાજર હતી તેમાં કેટલાક જે ભાવિક હતા તે તો સમજી ગયા કે આ હુકમના અંતરભાગમાં કાંઈક સદ્દગુરૂના ભેદ સમાયલો છે. પણ જે ચેષ્ટાખોરો હતા તે તો સદ્દગુરૂના આવા ખુલ્લા ફર-

માનથી સદ્દગુરૂની નિંદા કરવા લાગ્યા ને ત્યાંથી ઉઠી ચાલતા થયા.

હવે જે શખ્સ શિષ્ય બનવાને આવ્યો હતો તેનો ઈતિહાસ એ હતો કે પોતાનો દેશ તથા ઘર, બાર વરસ પહેલા છોડયું હતું. તેની પત્ની તેની પછવાડે બાર વરસ સુધી તેના ઘરમાં બેસી રહી. ત્યાર બાદ પોતાના પતિની શોધમાં પોતાનો દેશ છોડી બહાર નીકળી, ચાર દીવસ પહેલાં જે ગામમાં સદ્દગુરૂ હતા તે ગામમાં આવી પહોંચી. અને તે બીચારીને ત્રણ દીવસના કડક ઉપવાસ થયા અને જે દીવસે સદ્દગુરૂએ તે શિષ્યને રંડીબાજી કરવા રૂપીયો આપ્યો, તેજ દીવસે તેની પત્નિ એક વેશ્યાના હાથમાં સપડાઈ ગઇ હતી.

હવે રાત્રે જેવો તે શખ્સ રાંડવાડામાં ગયો કે ગુરૂકૃપાથી તેજ વેશ્યાના ઘરમાં તે દાખલ થયો અને તેને રૂપીયો આપી પોતાના મન ઇચ્છિત ગુરૂના હુકમ પ્રમાણે

વર્તવાની ઇચ્છા જણાવી. પેલી વેશ્યાએ તેની પત્નિને તેજ રાત્રે ખરાબ કરવાની ઈચ્છા રાખી હતી. તેથી તે શખ્સને તે સ્રી પાસે મોકલાવ્યો. જેવો તે શખ્સ તે સ્રીની ઓરડીમાં ગયો ત્યારે તેણે જોયું કે તે સ્ત્રી ચોધાર આંસુએ રડી રહી છે. પેલા શખ્સને વિચાર આવ્યો કે આ શો ચમત્કાર છે ? હું તો અહીંયાં રંડીબાજી કરવાને આવ્યો છું. ત્યારે આ સ્ત્રી ચોધાર આંસુએ રડી રહી છે. ત્યારે તે વખતે તેને કુદરતી વાત્સલ્ય પ્રેમ ઉત્પન્ન થયો. અને તેણે તે સ્ત્રીને સવાલ કર્યો કે ઓ સ્રી ! તું આટલી શા માટે રડે છે ? ત્યારે તે વખતે તે સ્ત્રીએ પોતાનો વૃતાંત તે શખ્સને સંભળાવ્યો ને છેવટે કહ્યું કે, મારો ધણી આબેહુબ તમારા જેવોજ હતો. તે વૃતાંત સાંભળતાં તે શખ્સની આંખમાંથી આંસુ-પડયાં ને તેણે પોતાની સ્રીને ઓળખીને જાહેર થઈ કહ્યું કે હું જ તારો એ પતિ છું. ત્યાર બાદ તે શખ્સ અને તેની સ્ત્રી પોતાને ઘેર ગયાં.

બીજે દીવસે જ્યારે સદ્દગુરૂ પોતાની મંડળી સાથે બેઠા હતા. તે વખતે તે શખ્સ ને તેની સ્ત્રી ત્યાં હાજર થયાં ને બન્નેએ સદ્દગુરૂનાચરણમાં દંડવત્ નમસ્કાર કર્યા ને આજીજી કરી. તે શખ્સે કહ્યું કે મહારાજ તમારી અગાધ શક્તિની મને ખબર ન હતી. તમે મને એક રૂપીયો આપી રંડીબાજી કરવા મોકલાવ્યો તેટલા માટે હું તમારો મોટો ઉપકાર માનું છું. કારણ તે કૃત્યથી મને મારી સ્ત્રી મળી આવી, નહીં તો જરૂર કાલ રાતના એક આત્મહત્યા થતે, ને આ મારી પત્નિ દેહનો ત્યાગ કરતે. તમે મને રંડી-બાજી કરવા નહીં પણ એક જીવ બચાવવા મોકલ્યો. હવે અમો પતિ પત્નિ બન્ને તમને અરજ કરીએ છીએ કે અમને બન્નેને ઉપદેશ આપો અને સદ્દગુરૂએ તેવી રીતે બન્નેને ઉપદેશ આપ્યો.

તે વખતે જે ભાવિક મંડળી હતી તે તો ગુરૂની આવી અગાધ શક્તિ જોઈને ખુશ થયા એટલુંજ નહી,

પણ પોતાના ભાવ અને શ્રદ્ધામાં વધુ બળવાન બન્યા, પણ જે ચેષ્ટા જોનારી મંડળી હતી, તેનાં મોઢાં કાળાં થયાં. આ દૃષ્ટાંત ઉપરથી હરેક મનુષ્ય વિચાર કરી જોશે કે સદ્દગુરૂ પાસે કેવી રીતે જવું, ને કેવા ભાવથી જવું, નહીં તો તેમાં કેટલા ભયંકર દોષની ઉત્પતિ થાય છે.

આ સાથે મનુષ્યે એટલું પણ યાદ રાખવું જોઇએ કે આ દુનિયાની અંદર સદ્દગુરૂનાં નામથી પાખંડીઓ પાખંડ આચરે છે, તો હરેક મનુષ્યે તેવા પાખંડીઓથી બચતા રહેવું. હરેક મનુષ્યની ફરજ છે કે જો તે સદ્દગુરૂ સમજી કોઇ પાખંડી પાસે પણ જાય તો તેનું પાખંડ જાણ્યા પછી તેની યદકિંચીત પણ નિંદા ન કરતાં, ત્યાંથી ગુપચુપ હટી જાય, કારણ પાખંડીઓની પણ નિંદા કરવી તે પણ દોષપાત્ર છે.

સદ્દગુરૂનાં કેટલાંક કર્મો કે જે દેખીતી રીતે ગેર-

વ્યાજથી માલમ પડે, તે કર્મોમાં ઉંડા ભેદ સમાયલા હોય છે, અને તેવા કર્મોનું પરિણામ પણ ઘણું સારૂં આવે છે. આવા ભેદ અને પરિણામ ફક્ત સદ્દગુરૂજ જાણી શકે છે. કારણ તેને અંતરદૃષ્ટિ હોય છે. કોઈ કોઈ વખત સદ્ગુરૂ પોતાના શિષ્ય વર્ગમાંનાઓને તથા પોતાને માનનારાઓને કહે છે કે તારા દિલમાં કાળું છે, તે તારૂં દિલ સાફ કર. આ કહેવાનો તેમનો ભાવાર્થ શું છે તે નીચલા ખુલાસા પરથી માલમ પડશે.

મનુષ્ય સત્ય ચીજને છોડી દઇ અસત્યને વળગે છે, તેમજ સત્યને અસત્ય ને અસત્યને સત્ય માને છે તેનુંજ નામ દિલનું કાળું. આ ચીજ જાણવાની અને જોવાની શકિત સદ્ગુરૂમાં છે, તેમજ જે વ્યક્તિ તેવી દૃષ્ટિ પેદા કરે છે તેજ વ્યકિત તે જોઇ શકે છે અને જાણી શકે છે, અને તેટલાજ માટે સદ્દગુરૂઓ કોઈ કોઈ વખત કોઇ કોઈ વ્યકિતને ઉપર પ્રમાણેના શબ્દો કહે

છે. મનુષ્યે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે મહાન પુરૂષો જે વાકયો કહે છે, તેની સમજણ સાધારણ સામાન્ય માણસને આવવી ઘણીજ કઠણ છે. અને દુનિયામાં હમ-ભાવવાળા મનુષ્યોની એ પ્રણાલિકા છે કે પોતાના મનમાં એવા મહાન પુરૂષોનાં વાકયોનો જે ખુલાસો બેસે તે ગ્રહણ કરી લે છે. અને બીજી જાણકાર વ્યકિતને પુછી તેનો ખુલાસો મેળવવાની અને તેવી કોઈ જાણકાર વ્યકિત હોય, અને તે ખુલાસો ગ્રહણ કરવાની દરકાર કરતો નથી, અને તેથી એવા માણસો પોતાની ભૂલને માટે ઠોકરો ખાય છે, અને પછી પશ્ચાતાપ કરે છે, જેવી રીતે રાંડયા પછીનું જ્ઞાન.

મનુષ્ય ગતપાપોનો વિચાર કરે છે, પણ ગુરૂના ચરણુમાં શીશ નમાવ્યું કે પછી ગતપાપ રહ્યું ક્યાં ? એ તો તેજ વખતે બળીને ભસ્મ થયું. પછી જોવાનું છે તે એ કે ગુરૂ પાસે ગયા પછી એકંદર જીંદગીનું વર્તન અને પોતાની આસપાસ વીટળાએલી દરેક ફરજોનું

અદાપણું, જેવી રીતે સ્ત્રી પ્રત્યેની, સહોદર પ્રત્યેની તથા વડીલ પ્રત્યેના ફરજ અને આ ફરજો બજાવવામાં ભયંકર ભૂલ તેનું નામ કાણું.

મનજ મનુષ્યને બંધમોક્ષનું કારણ છે. તેટલાજ વાસ્તે જુવાન માણસોને પોતાના વિચાર પ્રમાણે ચાલવાની સખ્ત મનાઈ છે. તે જુવાનીયાઓએ અનુભવી વડીલ મનુષ્યોના વિચાર પ્રમાણે ચાલવું જોઈએ. અને તેમ જો ન ચાલે તો ઘણાં ભયંકર પરિણામ આવે. બીજું ખાસ ધ્યાનમાં એ રાખવાનું કે કોઈપણ બાબતનો, કોઈપણ ખ્યાલનો, જ્યાં સુધી મનુષ્યને પૂરતો અનુભવ ન મળ્યો હોય ત્યાં સુધી, પોતાના વિચારોથી કિંવા પોતાના અનુમાનથી, પોતાના ખ્યાલો તથા તથા પોતાના વિચારોનું, પોતાના અનુમાન દ્વારા પરિણામ બાંધવું નહીં. પરંતુ પોતાના સદગુરૂ અથવા અનુભવી વડીલ માણસોને પૂછી તે તે બાબતની જે સલાહ આપે તે પ્રમાણે વર્તન કરવું.

બીજું આજ કાલના જુવાનીયાઓમાં એક અજબ ખોડ જોવામાં આવે છે તે એ છે કે દુનિયાના અનુભવી વડીલ માણુસોના ગુણુ ગ્રહણુ કરવાને બદલે તેના દોષનાં છિદ્રો તપાસી તેની નિંદા કરવાને તઇયાર થાય છે. પણુ તે જુવાનીયાઓને તે દોષનાં છિદ્રો એટલે કે દુર્ગુણોની ઉપસ્થીતિ તથા તેનાં કારણો, અને તેવા દુર્ગુણો અને તેના કારણોને અંગે તેવા અનુભવી માણુસોને અજબ તરાહના ગુણોની પ્રાપ્તિનો ખ્યાલ કિંવા ભાન સ્વપ્ને પણુ હોતાં નથી, એટલુંજ નહીં પણુ તે જોવાની દષ્ટિ કે તે જાણુવાની શકિત પણુ તેનામાં નથી. અને તેટલા માટે તેવી સ્થીતિમાં એ પ્રકારની જીંદગી તથા વર્તન પણુ દોષપાત્ર છે માટે તેનાથી પણુ સદંતર દરેક જુવાનીયાએ બચતા રહેવું જોઇએ.

મ્હોટા મ્હોટા મહાન સંતોનું કહેવું છે કે, બુરા ને બુરો કહેવો નહીં કારણુ તેની બુરાઈમાં પણુ અજબ

ભલાઈ સમાયલી હોય છે કે જે સાધારણ વ્યક્તિ જોઈ શકતી નથી તેમજ જાણી શકતી નથી. બુરાઓ પાસથી પણ કાંઈ ને કાંઈ ગુણ ગ્રહણ કરવાનો કોઈ કોઈ વખત પ્રસંગ આવે છે. તેમજ કોઈ પણ મનુષ્યને જ્યાં સુધી અધિકાર પ્રાપ્ત થયો નથી ત્યાંસુધી તેને કોઈ પણ બુરા માણસને બુરો કહેવાનો અધિકાર નથી. કારણ તે માણસને પોતાના નજદીકના ભવિષ્યમાં પોતાના હાલ શું થવાના છે તેની પણ ખબર નથી.

સર્વે સદગુરૂઓ પૂર્ણ કોટીનાં હોતાં નથી; તેમની પણ કોટીઓ જુદી જુદી હોય છે. કોટી એટલે તબકકો તથા દરજ્જો. પણ તેના તરફ પણ શિષ્ય વર્ગને લક્ષ કરવાનું નથી. શિષ્ય વર્ગને તો ગુરૂ એ શબ્દ ઉપરજ પૂર્ણ ભાવ રાખી શ્રદ્ધાવાન રહી, પ્રેમપૂર્વક ભક્તિથી ગુરૂ જે રસ્તો દેખાડે તે રસ્તે મહેનત કરવાની છે.

જેમ જેમ શિષ્ય વર્ગને એક એક કોટીનું એટલે

તબકકાની સમજણ, જ્ઞાનભાન અને અનુભવ મળતો જશે, તેમ તેમ તેવી તેવી કોટી તથા તબકકાઓના સદ્‌ગુરૂનો સમાગમ થયાજ કરશે. શિષ્ય વર્ગે ગુરૂને ફકત દેહરૂપથીજ જોવાનો નથી. દેહરૂપ એટલે ગુરૂનું સાકાર સ્વરૂપ ફકત ધ્યાન ધરવા માટેજ લેવાનું છે. જ્યાં સુધી તે નિરાકારી પદને પહોંચ્યો નથી ત્યાં સુધી સાકાર સ્વરૂપનું ધ્યાન લેવું જોઇએ, અને તે સાકાર સ્વરૂપ પત્થર કે ધાતુઓની મુર્તિઓનું નહીં, કારણ તે બોલી ચાલી શકતી નથી. પરંતુ સદ્‌ગુરૂના દેહ તથા તેના સાકાર સ્વરૂપનુંજ ધ્યાન ધરવાનું છે અને તે સિવાય હર સમય સદ્‌ગુરૂને પૂર્ણ ચૈતન્યમય સમજવો અને તેજ દૃષ્ટિથી તેના ચૈતન્ય સ્વરૂપનુંજ દર્શન કર્યા કરવું અને તેવી ભાવનાથીજ હરેક શિષ્ય વર્ગને, તેની એવી ભાવનાને અંગે, પૂર્ણ બ્રહ્મનિષ્ટ, ચૈતન્યમય, સદ્‌ગુરૂની પ્રાપ્તી થશેજ અને તે સદ્‌ગુરૂ તેને પૂર્ણ ચૈતન્યમય નિરાકાર સ્થિતિમાં લઈ જઈ, તેનો અનુભવ આપશે.

હરેક શિષ્યની ફરજ છે કે સદ્દગુરૂમાં લય થવું. લય થવું એટલે ગુરૂના એટલા પ્રેમી બનવું અને તેના પ્રેમમાં એટલા નિમગ્ન થવું, કે શિષ્ય પોતે પોતાનું તથા પોતાની હસ્તિનું સુધાં ભાન ભૂલી જાય. મહાન પુરૂષોએ વાકય કહ્યાં છે કે શિષ્યે ગુરૂને કઈ રીતે જોવો તે નીચેના દોહરા ઉપરથી ખબર પડશે.

"દેખત દેખત અયસા દેખ, મીટ જાઈ દુઈ
ઔર હો જાય એક."

એટલે કે શિષ્યે ગુરૂના પૂર્ણ પ્રેમી બની એવી નજરથી ગુરૂને જોવા કે તે શિષ્ય એવી રીતે જોતાં જોતાં પોતાપણું અને ગુરૂપણું ભૂલી જઈ એકપણાની અંદર પૂર્ણ અદ્વૈતપણાને પ્રાપ્ત થાય. આવી રીતે કરવાથી ગુરૂ પણ શિષ્યનો પ્રેમી બનશે અને જ્યારે ગુરૂ શિષ્ય બન્ને એક બીજાના પ્રેમી બન્યા તો પ્રેમ પણ પૂર્ણ અદ્વૈત હોવાથી શિષ્ય પણ તે સ્વરૂપમાં ફેર-

વાઇ જશે. પણ દરેક શિષ્યે ધ્યાનમાં રાખવું જોઇએ કે આ સ્થીતિની પ્રાપ્તી હસ્તી ધરાવનારા એકજ સદ્‌ગુરૂ પાસે થાય છે. દર દર ભટકવાથી થતી નથી. એટલા માટે પતિવ્રતા સ્ત્રી જેમ એકજ પતિનું મુખ જોય છે; અને તેની પછવાડે તે સતી થાય છે, અને તેનાં સતનાં પરિણામે તેને સ્વર્ગની પ્રાપ્તી થાય છે એજ રીતે શિષ્ય વર્ગે એક હસ્તી ધરાવનાર એકજ સદ્‌ગુરૂની પાસેથી ઉપલી સ્થીતિ પ્રાપ્ત કરવાની છે.

એકજ ગુરૂ પર નિષ્ટા કેવી બાંધવી તે નીચેનાં દૃષ્ટાંત ઉપરથી બરાબર સમજાશે. એક વખતે એક મહાન સંત દીલ્હીમા આવ્યા. તેમનાં દર્શનાર્થે લોકોની પુષ્કળ ઠઠ શહેરમાં જામી ગઈ. કોઈ લોકો છાપરાપર ચઢી બેઠા તો કોઈ ઝાડપર ચઢી ગયા કે મહારાજની પાલખી રસ્તે-જતાં એક રસ્તાના ખુણાપર આવી, જ્યાં મહારાજની પાલખી તરફ પીઠ કરીને ઉભેલા એક હીજડાપર પડી.

મહારાજ અજબ થયા ને એક શિષ્યને બોલાવી કહ્યું કે પેલા માણુસને મારી પાસે બોલાવ. પુષ્કળ વીનવણી પછી પેલો હીજડો મહારાજ તરફ પીઠ રાખી ઉંધે પગલે આવ્યો અને ઉંધે મ્હોડેજ પાલખી તરફ પીઠ કરીનેજ ઉભો રહ્યો. મહારાજે કહ્યું કે ભાઈ આટલા લોકો મારા દર્શન માટે ગાંડા બનીને બેઠા છે. ત્યારે તું એક મારી સામે પીઠ કરીને ઉભો છે. તો તેનું કારણુ શું છે તે તો મને જરા કહે પેલા હીજડાએ જવાબ આપ્યો કે મહારાજ મેં હજુ ગઈ કાલેજ એક ગુરૂ કર્યા છે ને આજે તમને જોઇને મને જો તમે વધારે સારા દેખાવ તો તે વખતે મારા ગુરૂ તરફનો મારો ભાવ, પ્રેમ અને ભક્તિ ઉડી જાય, એટલા માટે હું પીઠ કરીને ઉભો છું. આ સાંભળીને મહારાજ ઘણા ખુશ થયા ને કહ્યું કે તારી નિષ્ઠા જોઈને હું બહુજ પ્રસન્ન થયો છું. પણ હવે હું બીજો છું, એમ સમજીને નહીં પણ મને તારા ગુરૂના સ્વરૂપે જો, અને હું, તને તારા ગુરૂનેજ સ્વરૂપે દેખાઇશ અને

તને મારો પૂર્ણ આશીર્વાદ છે કે તારા ગુરૂપરની તારી ભકિત, ભાવ, અને પ્રેમ કાયમ રહેશે અને તેમાં દિનપર દિન વૃધ્ધિ થશે. તે સાંભળી પેલા હીજડાએ પીઠ ફેરવી તે મહારાજનાં દર્શન કર્યાં, તે વખતે તેને તે મહારાજનું સ્વરૂપ, પોતાના ગુરૂના સ્વરૂપ જેવું દેખાયું. તે વખતે તે હીજડો આશ્ચર્ય પામ્યો એટલુંજ નહીં, પણ ગદગદીત થઇને મહારાજનાં ચરણમાં પડયો અને મહારાજ તે હીજડાનાં આવા શુધ્ધ અને દઢ ગુરૂભાવ, પ્રેમ અને ભકિત જોઇને પ્રસન્ન થયા અને તેને તેટલા માટે પૂર્ણ આશીર્વાદ આપ્યો અને પોતાને રસ્તે ગયા. જે વૃત્તિ એક અદના હીજડાએ બતાવી, તે દુનિયામાં કહેવાતા વિદ્વાનોમાં જોવામાં આવતી નથી.

ઉપલા દષ્ટાંત ઉપરથી હરેક મનુષ્યને માલમ પડશે કે હજાર ગુરૂઓ પાસે ભટકવા કરતાં, એકજ ગુરૂને દઢ નિષ્ટા, પૂર્ણ ભાવ અને શ્રદ્ધા, પ્રેમ અને ભકિતથી

વળગી રહેવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તી તથા આત્મદર્શન. તથા પૂર્ણ સ્વરૂપનું ભાન થાય છે.

જો ઉપર કથા પ્રમાણેની અદ્વૈત ચૈતન્યમય સ્થીતિ પ્રાપ્ત થવાની પહેલાં સદ્દગુરૂનો દેહ છુટી જાય, તો તેવે વખતે શિષ્યની પૂર્ણ ભાવીક અને શ્રધ્ધાવાન ભક્તિને અંગે પોતાના સદ્ગુરૂનો ઈશારો અમુક હસ્તી ધરાવનારા સદ્ગુરૂ પાસે જવાને થશે. અને તે ઈશારા પ્રમાણે તે શિષ્ય તેવા તેવા હસ્તી ધરાવનારા સદ્ગુરૂ પાસે જશે તો તે શિષ્ય પોતાની ઉપર વર્ણવેલી સ્થીતિને પહોંચશે.

શિષ્ય નદી છે ને સદ્ગુરૂ સમુદ્ર છે, અને જેમ હરેક નદી સમુદ્રમાં મળી જઇ નદી નામ ટળી સમુદ્ર બની જાય છે તેવીજ રીતે શિષ્યે ગુરૂમાં લય થઈ જવાનું છે.

એટલા માટે હરેક મનુષ્ય વ્યક્તિને ભલામણ છે કે ઉપલો ઉપદેશ ગ્રહણ કરી ગતનો શોક છોડી દઈ વર્તમાનને પકડી જેવી સ્થીતિ પરમાત્માએ પ્રાપ્ત

કરાવેલી હોય તેવી સ્થીતિ તેણે પોતેજ પોતાના હાથે પોતાના કર્મ વડે બનાવેલી છે, તેનો હરખ પણ રાખવો નહીં, તેમજ શોક પણ કરવો નહીં કે પરિતાપ પણ કરવો નહીં. એ બનાવોનું નિમિત્ત શરીર છે અને શરીર તે પોતે નથી, તેથી તેની સાથે પોતાને સબંધ પણ નથી એવું માની સદ્‌ગુરૂએ બનાવેલા કર્તવ્યમાં પૂર્ણ પરાયણતા ધારણ કરી, પુર્ણ આનંદમય રહી, તેમાં નિમગ્ન થઈ સદગુરૂમાં લય થવું.

આ પૃથ્વી કર્મભુમી છે, અને કર્મના ઉલ્લેખ ભોગવવા માટે પરમાત્મા દૃષ્ય રૂપી શરીરમાં પેદા કરે છે. સર્વે ચીજ શરીરમાં છે, અને મનુષ્ય કોઈ પણ જાતનાં બંધનમાં નથી પણ સર્વદા મુકતજ છે. બંધનરૂપ ફકત તેનું મનજ છે. ગીતામાં કહેલું છે કે "મનેવ મનુષ્યાણામ બન્ધ મોક્ષ કારણાય." માટે દરેક મનુષ્યને બંધન અને મોક્ષનું કારણ મનજ છે માટે મનના અસં-

તોષરૂપી વિકારને રસ્તો નહી આપતાં સદોદીત આનંદ વૃત્તિમાં રહી, શરીરને તન્દુરસ્ત રાખી, પોતાનાં કર્તવ્યમાં પૂર્ણ મગ્ન રહી માયાને પોતાને વશ કરી, આનંદથી પરમ કૃપાળુ પરમાત્માની લીલામાં મગ્ન રહેવું.

દરેક મનુષ્યે એટલું ધ્યાનમાં રાખવાનુ છે કે તેનાં શરીર પર તેનો અધિકાર નથી. એ શરીરનો માલીક જુદો છે, અને તે શરીર તેને અમુક કાર્ય અને કર્તવ્યને માટે અપાયલું છે. અને તે શરીર દ્વારા તે કાર્ય અને કર્તવ્ય કરવાની તેની ફરજ છે. અને તેમજ આ ભુમીમાં જન્મ લઈ, આ શરીર દ્વારા સુખ દુખના જેટલા ભોગ, આ શરીરના માલીકે નિર્માણ કરેલા છે, તે પૂર્ણપણે ભોગવવાનાં છે. અને જ્યાં સુધી માલીક પોતાની મતા લઈ લે ત્યાં સુધી, તે શરીરરૂપી મતાની પૂર્ણ સંભાળ અને સાવચેતી રાખવાનું દરેક વ્યકિતને માટે પરમાત્માનું ફરમાન છે. અને તેટલા માટે દરેક મનુષ્યે

પોતાની શારીરિક તન્દુરૂસ્તીની પૂર્ણ સંભાળ રાખવાની ખાસ જરૂર છે.

શારીરીક તન્દુરૂસ્તી જાળવવાનાં મનુષ્યને બીજા પણ ઘણાં જરૂરનાં કારણો છે, અને તે દરેક મનુષ્યે પોતાના લક્ષમાં રાખવાં જોઇએ. તે કારણો નીચે પ્રમાણે છે. આ સ્થુળ દેહ દ્વારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે. તેમાં મુખ્યત્વે કરી મનુષ્યને મોક્ષના સાધનરૂપ આ મનુષ્ય દેહજ ઉપયોગી થઇ પડે છે, અને તેના દાખલાઓ પુરાણો વીગેરે દ્વારા મળી શકશે. દેવ-તાઓને પણ મોક્ષ સાધન મેળવવા માટે સ્થૂળદેહ લેવો પડયો છે. તો પરમાત્માએ જેને સ્થૂળ દેહમાં ઉત્પન્ન કર્યો, તેણે તેટલા માટે તે પરમ કૃપાળુ પરમાત્માને કેટલો ઉપકાર માનવો જોઇએ. અને તે પરમ કૃપાળુ ઈશ્વરે એવી રીતે સ્થુળ દેહ આપી જ્યારે મોક્ષ મેળ-વવાનું સાધન બક્ષ્યું છે ત્યારે તે સાધનને દરેક મનુષ્યે

કેટલી સંભાળથી જાળવવાની જરૂર છે તેનો દરેક જીજ્ઞાસુએ પૂર્ણ વિચાર કરવો જોઇએ અને એટલા માટે સંકટ સમયે જે આત્મહત્યા કરે છે. તે કેટલા પાતકી ઘોર નર્કગામી બને છે, તેનો ઉપલા ઉપદેશ પરથી દરેક જીજ્ઞાસુને પુરતો ખુલાસો મળશે. આ દુનિયામાં હરેક ઇન્સાને પૂર્ણ વિકાર રહીત બની, દુનિયામાં ધૂર્ત જેવી કહેવાતી બદનામી માથે આવે, તોબી તે બદનામી બદલ પોતાના હૃદયમાં યત્કિંચિત, લેશમાત્ર પણ તે માટે કલેશ ઉત્પન્ન નહીં કરી, શારીરીક તન્દુરસ્તીને પૂર્ણ જાળવી, કલેશરહીત પૂર્ણ આનંદમય રહી, ગુરૂમાં લય થવું એજ જરૂરનું છે પણ હસ્તીના નાશથી કશું મળતું નથી. હસ્તી હશે તો સદગુરૂ દ્વારા ઇશ્વરની પ્રાપ્તી થશે.

દુનિયામાં કોણ કોનું છે? ખરેખર કોઇ કોઇનું નથી, સગા સબંધી મિત્ર શત્રુ વગેરે જે કોઇ સબંધી

હોય છે, અથવા મનુષ્ય સંબંધી તરીકે સમજે છે, તે ફક્ત રેણાર સબંધથી શરીર સાથે જોડાયલા છે. રેણાર સબંધ ચાર પ્રકારના હોય છે. લેણદાર, દેણદાર, શત્રુરૂપ, તથા મિત્રરૂપ, અને પરમાત્મા તરફથી જેનો જે જે સંબંધી સાથે જેવા જેઉ પ્રકારનો અને જેટલો જેટલો રેણાર સબંધ મુકરર કર્યો હોય, તે પૂર્ણ થાય કે તેવા તેવા સબંધીઓની સાથ જો સબંધ છુટી જાય છે, કોઇ સબંધ મૃત્યુથી છુટે છે. કોઈ છુટા પડવાથી છુટે છે, અને એવી રીતે આ સૃષ્ટિમાં જેટલા સબંધો છે, તે સર્વે આવા પ્રકારનાં છે. અને તેથી તે સબંધોમાં મનુષ્યે ફસાવું જોઈએ નહીં. તેમજ તેવા સબંધો તરફ પરમાત્માએ પોતાને આપેલા સાધનો વડે તેમની તરફની જે જે ફરજો અદા કરવાની હોય, તે અદા કરવામાં પણ મનુષ્યે ચુકવું નહીં. પણ તેવા સબંધોને સત્ય સબંધ માનવા નહીં. ફક્ત એક પરમ કૃપાળુ પરમાત્મા કે જે કેવળ નિરાકારી ચૈતન્ય પ્રકાશમય છે. અને તેનું

જ્ઞાન આપનાર તથા ભાન કરાવનાર સદ્‌ગુરૂ એજ સત્ય છે, અને તેમાં લય થવું એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

આવા વર્તન પ્રસંગે સારા અથવા માઠા બનાવો બને છે, કેટલાક મુકરર થયેલા, તથા કેટલાક મનુષ્ય વિકાર વશ થવાથી, પોતાનાં આપખુદ વર્તનથી પણ થાય છે. તેટલા માટે દરેક મનુષ્યની ફરજ છે કે કોઈ પણ સદ્‌ગુરૂ દ્વારા જ્ઞાન સંપાદન કરી, તે જે પ્રમાણે રસ્તો દેખાડે તે રસ્તે વર્તન કરવા શીખવું, અને જે બનાવ બની જાય એનો યત્કિંચિત પણ મનમાં શોક કરવો નહીં. બનેલા બનાવ પર બહુ કલ્પાંત ન કરતાં, ઈશ્વરની ઈચ્છાને આધીન થઈ, સર્વ જગત ઈશ્વરમય છે, અને સર્વે ઠેકાણે પરમાત્માનો પ્રકાશ પ્રસરી રહયો છે, તેથી જે સબંધ છુટો પડે છે, તે ફકત જડ શરીરથીજ છુટો પડે છે, તેથી પોતાની સ્થીતિનું ભાન કરી સહન કરતાં શીખવું. એટલે કે સહનશીલતા પૂર્ણ રીતે અખ્તી-

ચાર કરવી ને એમ સમજવું કે ચૈતન્ય પ્રકાશરૂપ સર્વત્ર પ્રસરી રહેલું છે, તેથી તેનાં પ્રકાશરૂપને પોતાનાં હૃદયમાં વીકાસ આપી, તેમય થઈ, પોતાનાં કર્તવ્યમાં પ્રવર્ત રહેવું, એજ ઇશ્વરનો હુકમ છે.

મનુષ્યે, પોતાનાં કોઈપણ સગાસબંધીઓ અથવા કોઇપણ વ્યકિત જોઈએ તેવા શબ્દો બોલ્યા હોય અથવા બોલતા હોય, અથવા ગમે તેવું વર્તન કર્યું હોય અથવા કરતા હોય, અથવા ભવિષ્યમાં ગમે તેવા શબ્દો બોલે અથવા વરતે તે તરફ પોતાનું લક્ષ ન આપવું, તેમજ તેમની તરફ કોઈપણ જાતની દૂષબુદ્ધિ ઉત્પન્ન કરવી નહીં, અને તેવી રીતે ક્ષમા ગુણને અખ્તીયાર કરી તેમની તરફ ક્ષમાની નજરે જોઇ પોતાની કર્તવ્ય પરાયણુતામાં તથા પોતાની ફરજ અદા કરવામાં પૂર્ણ તત્પર રહેવું એ હરેક મનુષ્યને માટે પરમાત્માનું ફરમાન છે.

દરેક મનુષ્યને સ્વાર્થની નજરે જોતાં, સંકટ સમય

અસહ્યરૂપ લાગે, પણ પરમાત્માંનાં પ્રકાશરૂપ આગળ સ્વાર્થ નિર્મૂળ થઇ જાય છે, અને સત્ય સ્વરૂપજ રહે છે. તેથી તે સંકટ સમય પણ નિર્મૂળ ભાસે છે. પરમાત્મા જ્યારે પણ માઠો બનાવ કરેછે, તે વાસ્તવીક દુનિયાની નજરે જોતા માઠો દેખાય છે, પરંતુ સત્ય સ્વરૂપે પરમાત્માનો ભેદ સમાયલો હોય છે. અને પરમાત્માં જે કરે છે તે સારા માટેજ કરે છે. માટે તે બનાવ માટે કોઇપણ રીતે કોઈપણ મનુષ્યે દલગીર થવું નહીં. તેમ મનમાં કલ્પાંત કરવો નહીં. અને એવું નહી સમજવુ કે જગતમાં પોતાનું કોઇ નથી. પણ એમ સમજવું કે આવા બનાવ પરમાત્મા દ્વારા બને છે તેમાં તેનો અંતરભેદ સમાયલો છે જે ભેદ મનુષ્યને દૃષ્ટિગોચર નથી અને જે બનાવ બનેલા છે તે પરમાત્માં દ્વારા અમુક ભલાને માટેજ બનેલા છે. અને જગત સર્વ ઈશ્વરમય હોવાથી તે જગત સર્વ પોતાનુંજ છે. એમ જાણી પરમાંત્માં ઉપર સર્વ વિષય છોડી દઇ, પ્રાપ્ત થયેલી સ્થીતિનું ભાન

કરી સહન કરવું જોઇએ, અને તેવી રીતે સહનશીલતા તથા ક્ષમા અખ્તીયાર કરવાને દરેક મનુષ્યે શીખવું જોઇએ.

અગર જો મનુષ્ય એમ સમજતો હોય કે, આવા બનાવો તેમને સજા કરવા માટે બને છે, તો તેમણે જાણવું જોઇએ કે સજા કોને વાસ્તે છે. સજા વિકારોને માટે છે, નહીં કે મનુષ્યને માટે અને આવા બનાવોને માટે. જો કોઈ પણ મનુષ્ય શોક અથવા દલગીરી અખ્તીયાર કરે, તો તેવે વખતે તેવા મનુષ્યે જાણવું જોઇએ કે શોક અને દલગીરી કોને વાસ્તે છે. કહી વસ્તુ તેની હતી કે જે તેની પાસથી હરાઈ ગઇ કે તેને વાસ્તે તે શોક કરે છે, અથવા દલગીર થાય છે. શોક અને દલગીરીનું ઉત્પત્તિસ્થાન મન છે. અને મન તે માયા છે, વિકારમય છે, વાસનામય છે, અને ક્લેશમય છે અને તેટલા માટે હરેક મનુષ્યે તે મનને પોતાને વશ કરવાનું છે. ત્યારે શોક અને દલગીરીનું સ્થાન રહ્યું ક્યાં? શોક અને દલગીરીની હસ્તી તે મનુષ્યની મુર્ખાઈજ છે.

તો પછી મનુષ્ય માટે બાકી શું રહ્યું ? તેનાં શરીર દ્વારા આ જગત વિષે કરવાનું કર્તવ્ય પરમાત્માએ બક્ષેલી બુદ્ધિ દ્વારા સાર અસારનો વિચાર કરી સદ્‌ગુરૂએ બતાવેલા રસ્તા પ્રમાણે વર્તન કરી, પોતાના કર્તવ્યમાં પૂર્ણ પરાયણતા ધારણ કરી, જે સ્થીતિ પરમાત્માએ પ્રાપ્ત કરાવેલી હોય તેમાં સંતોષ માની, પૂર્ણ આનંદીત રહી, સદ્‌ગુરૂએ બતાવેલા ઉપદેશ મુજબ પરમાત્મામાં લીન રહેવું, એ હરેક મનુષ્યની ફરજ છે. જે વિષય મનુષ્યે પોતાની ભૂલથી તથા અજ્ઞાનથી બગાડયો અને તે સુધારવાની તેનામાં શકિત નથી તો પછી તે વિષેનો યત્કિંચિત્ પણ વિચાર કરવો એ ગુન્હો છે. કારણ એ બનાવનું કારણભુત એ પોતેજ છે. માટે ગુન્હાનો વિચાર કરી, ભવિષ્યમાં એવા ગુન્હાથી મુક્ત રહેવાનો પ્રયત્ન કરવો, અને એવા વિષયને સદ્‌ગુરૂ પાસે રજુ કરી તે જે રસ્તો અખ્તીયાર કરાવે તે રસ્તા પ્રમાણે વર્તવું એ હરેક મનુષ્યનું કર્તવ્ય છે.

એટલા માટે હરેક મનુષ્યે સદ્‌ગુરૂદ્વારા પરમાત્મામાં લીન થવું જોઇએ. એટલેકે ઉપર વર્ણવ્યા પ્રમાણે સ્થુળ દેહધારી મનુષ્ય, જ્ઞાનાતિત, ભાવાતિત, પ્રેમાતિત, ગુણાતિત, પૂર્ણ ચૈતન્ય પ્રકાશમય, નિરાકાર સ્થીતિને પહોંચેલો, એવો સદ્‌ગુરૂ જેણે ઉપલો બોધ શીખવ્યો, અને તે પોતાનો દેહ છોડી પરમાત્મામાં લય થઈ ગયો. પરમાત્મા ઘટઘટ વ્યાપી છે, એટલે તે પણ ઘટઘટ વ્યાપી થઈ ગયો. તે હરેક મનુષ્યનાં ઘટમાં છે. તેને હરેક મનુષ્યે પૂર્ણ વિકાર રહીત બની, પૂર્ણ પ્રેમી શ્રદ્ધાવાન, ભક્તિવાન બની, પૂર્ણ આનંદીત રહી શોધી કાઢવાનો છે. બીજા બધા વિચારો તથા બધી ગણનાઓ વ્યર્થ છે.

હરેક વ્યક્તિએ ઉપર જણાવેલા ગુણો અખ્તીયાર કરતી વખતે, સાથે સાથે દયાનો ગુણ પણ અખ્તીયાર કરવો જોઇએ. દયા એક બહુ વિચીત્ર વૃત્તિ છે, અને તેની સમજ સદ્‌ગુરૂ દ્વારા હરેક વ્યક્તિએ મેળવવાની છે.

કારણુ કે કેટલીક વખત કેટલાક પ્રસંગમાં દયાનો ભાવ દેખીતી રીતે સમાયલો હોય છે. ત્યારે તેવી જાતની દયાને અંગે મહાન પાતકો થાય છે જેમકે એક મનુષ્ય મહા પાતકી હરામી છે. અને તે મનુષ્ય તેવા પાતકને હરામને અંગે દયાજનક સ્થીતિમાં આવી પડેલો છે. એવા મનુષ્યને કોઈપણ વ્યકિત દયા કરી મદદ કરે, અને તે મનુષ્ય જો પાછો તેવી દયાને અંગે. પાતકી અને હરામી બને, તો જે વ્યકિતએ તે મનુષ્ય તરફ દયા કરી છે; તે દયા નહીં પણ પાતકજ કર્યું છે. કારણ તેની એવી દયાને અંગે તે પાતકી અને હરામી બને છે, અને તેથી તે દયા નહીં પણ પાતક છે. તેવે વખતે તે મનુષ્ય પર દયા કરવી, એટલે તેને સીધા, સાચા અને પ્રમાણિક રસ્તા ઉપર ચઢાવવો, અને એવા રસ્તાપર ચઢવાને એને ફરજ પાડવી એનું નામ દયા. દયાએ ધર્મનું મૂળ છે. દયા પૂર્ણ અદ્વૈત, અભેદ, નિર્વિકાર અને નિર્લેપ છે અને આવી દયાનું સ્વરૂપ સદ્દગુરૂ દ્વારા પ્રાપ્ત થાય છે.

ઉપલા ઉપદેશ ઉપરાંત નીચે જણાવેલી બાબત હરેક મનુષ્યે ધ્યાનમાં લેવાની છે. મનુષ્યે એમ ન જાણવું કે દુનિયા અને સંસારમાં કાંઈ શીખવાનું નથી, પરંતુ દુનિયા અને સંસાર એ પરમાત્માએ હરેક મનુષ્યને પોતાનાં સ્વરૂપનું ભાન કરાવવાને માટે શિક્ષણની નિશાળ તરીકે બનાવ્યા છે. દુનિયા અને સંસારમાંની કેટલીક વ્યક્તિઓ પાસેથી મનુષ્યે કેટલુંક શીખવાનું છે. એમ ન સમજવું જોઇએ કે સાધારણ વસ્તુ તથા સાધારણ મનુષ્ય તરફથી શું જાણવાનું મળે છે? ખરેખર સાધારણ વસ્તુ તથા સાધારણ મનુષ્ય તરફથીજ ઈશ્વરને લાયક બનવાને માટેનું મુખ્ય શિક્ષણ મળે છે, જે નીચેના દાખલાઓ ઉપરથી મનુષ્યને સમજ પડશે.

ભંગી એક હલકામાં હલકી વર્ણ છે. એને મનુષ્યો અંત્યજ કહે છે અને એવા એક હલકા વર્ણના મનુષ્ય પાસેથી દરેક મનુષ્યને ઉમદામાં ઉમદા શિક્ષણ

ગ્રહણ કરવાનું છે તે એકે જે વખતે ભંગી મનુષ્યના મળનો ટોપલો માથે લઈ રસ્તે એક બાજુથી જાય છે, તે વખતે કોઈ મનુષ્ય સામો મળે તો તે મનુષ્ય પેલા ભંગીને ધુતકારે છે, અને તેવા મનુષ્યનાં ધુતકારવા છતાં, તે ભંગી નમનતાઈથી 'હા, બાપજી' કહી બાજુ થઈ જાય છે. આ અમુલ્ય નમનતાઈનો ગુણ ખરેખર હરેક મનુષ્યે ભંગી પાસેથી લેવો જોઈએ.

તેવીજ રીતે એક વેશ્યા, બજારમાં બેસવાવાળી જે નીચમાં નીચ ધંધો કરવાવાળી છે તે પોતાનું શરીર પારકા પુરૂષોને સોંપે છે. આવી સ્ત્રી પાસેથી પણ હરેક મનુષ્યને અજાયબ અમુલ્ય ગુણો ગ્રહણ કરવાનાં છે. તે એ કે વેશ્યા જ્યારે પોતાનું શરીર પારકા પુરૂષના હાથમ સોંપે છે, તે વખતે તે કોનાં આધાર, કોના ભરોસા કોના વિશ્વાસ, અને કોની શ્રદ્ધા પર સોંપે છે? એને હરેક મનુષ્યે વિચાર કરવો જોઈએ. એ વેશ્યા પોતાનુ શરીર પારકા પુરૂષના હાથમાં ફકત એકજ પરમ કૃપાળુ

પરમાત્માના આધાર ઉપર, વિશ્વાસ ઉપર અને તેની પૂર્ણ શ્રદ્ધા ઉપર તેમજ તેના ઉપર પૂર્ણ ભાવ રાખીને સોંપે છે. એટલા માટે એવી વેશ્યા પાસેથી પણ હરેક મનુષ્યે ભાવ અને શ્રધ્ધાનો ગુણ પ્રાપ્ત કરવાનો છે. એ વેશ્યાને પરમાત્મા ઉપર એટલો પૂર્ણભાવ અને શ્રધ્ધા છે કે તે દરદર, ઘેર ઘેર ભટકવા જતી નથી, પરંતુ પોતાના ઘરમાંજ તે પરમકૃપાળુ પરમાત્મા પર ભાવ, ભરોસો વિશ્વાસ અને શ્રધ્ધા રાખી તથા ધીરજ અખત્યાર કરી શાન્તિથી બેસી રહે છે અને તે વેશ્યાના તેવા ભાવ, ભરોસો વિશ્વાસ. શ્રધ્ધા શાન્તિ ને ધીરજને અંગે આંધળા પુરૂષો કાર્ય ખોટું છે એવું સમજવા છતાં, તેના દરવાજા પર પટકાય છે. અફસોસ. કે વેશ્યા જેવીને પરમાત્મામાં એટલો ભરોસો, વિશ્વાસ ભાવ અને શ્રધ્ધા છે, જ્યારે અન્ય માણસોને તે નથી. એટલા માટે વેશ્યા જેવી પાસેથી પણ ઉપર દર્શાવેલા અમુલ્ય ગુણો શીખવાના છે.

તે ઉપરાંત કુતરા જેવા એક જનાવર પાસેથી પણ

મનુષ્યને ઘણું શીખવાનું છે. જો કોઈ માણસ કોઈપી કુતરાને રોટલાનો ટુકડો ખવડાવશો તો તેટલા રોટલાના ટુકડા માટે તે કુતરો તે માણસ પાસે હંમેશ રક્ષા કરશે, અને જો તે વખતે તે માણસ તેને ગમે એવા ફટકા મારશે, તો તે ફટકા પણ ખાઈ પુછડી હલાવી તેની પાસે પડી રહેશે અને રોટલીના ટુકડા માટે નિમક-હલાલ રહી નિમકહલાલીનો ગુણ પોતાના માલીકને દેખાડી આપશે. નિમકહલાલીનો ગુણ કુતરા જેવા જના-વર પાસેથી ગ્રહણ કરવાનો છે અફસોસ છે કે મનુષ્ય પોતાનાં મનુષ્યભાઈનું રજક ખાઈને તેને તે નિમકહરામ નીકળે છે. આ ઉપરથી માલમ પડશે કે મનુષ્ય વ્યકિત જનાવરથી પણ કેટલા નીચા દરજ્જાપર પહોંચી છે. એટલા માટે હરેક મનુષ્યે કુતરા જેવા જનાવર પાસેથી પણ નિમકહલાલીનો ગુણ શીખવો જોઈએ.

બીજું દુનિયામાં મનુષ્યે હક હલાલની એટલે

ખરી મહેનતની કમાઈ પેદા કરી ખાતાં શીખવું જોઇએ. ઘણે ભાગે દુનિયામાં મનુષ્યો હરામનું પેદા કરી ખાવા માટે તલપે છે. જ્યારે હકનું પેદા કેમ. કરવું એ અગર મનુષ્યને જાણવું અથવા શીખવું હોય તો તેણે કીડી જેવા જંતુ પાસેથી શીખવું જોઇએ. કીડીઓ કણ કણ કરીને અનાજ એકઠું કરે છે. પોતે જ્યારે દીવાલ પર ચઢતી હોય ને જો પડી જાય તો પાછી કણ લઈને ચઢે છે. એક કણ જો એક કીડીથી ન ઉપડી શકે તો, ચાર પાંચ કીડીઓ ભેગી થઈ તે કણને ઉપાડી જાય છે. એ ઉપરથી મનુષ્યે જાણવું જોઈએ કે કીડી જેવા જંતુમાં કેવી મહેનત કરવાની તાકાત છે, તથા કેટલો તેનામાં સંપ છે. જ્યારે મનુષ્ય વ્યક્તિમાં સંપને બદલે એકબીજાને માટે દ્રૂષની વૃત્તિ નજર આવે છે. એટલુંજ નહીં પણ ખરી મહેનતથી પેદા કરવાને બદલે હંમેશાં હરામનું મેળવવાને તલપી રહે છે. આ ઉપરથી હરેક મનુષ્યે કીડી જેવા જંતુ પાસથી ખરી મહેનતથી

હુકહુલાલની રોજી પેદા કેમ કરવી તે તથા એકબીજાની તરફ ભ્રાતૃભાવ કેમ રાખવો તથા સંપ કેમ જાળવવો એ ગુણો ગ્રહણ કરવા જોઈએ.

ઉપર વર્ણવેલી બાબત તો દુનિયવી તથા સંસારને લગતી બાબતમાં ગ્રહણ કરવાની છે. કે જેથી કરીને તે મનુષ્ય, પરમાત્માને મેળવવાના રસ્તાને ગ્રહણ કરવાને લાયક બને; અને તેવી રીતે લાયક બન્યા પછી, પરમાત્માને મેળવવાનો રસ્તો સદ્‌ગુરૂ દ્વારા પ્રાપ્ત થાય તે વખતે પણ તેવા માણસને દુનિયા તથા સંસારમાંથી કેટલુંક શિક્ષણ ગ્રહણ કરવાનું છે, અને તે એ કે મનુષ્યને જ્યારે સદ્‌ગુરૂ પરમાત્મા વિષેનો ઉપદેશ આપે અને મંત્ર શીખવે ત્યારે તે મંત્ર જપતી વખતે સદ્‌ગુરૂ પોતાના સ્વરૂપનું ધ્યાન ધરવાને શિષ્યને ઉપદેશ કરે છે. પરંતુ તે શિષ્યે ધ્યાન કેવી રીતે ધરવું જોઈએ તે તેણે જાણવું જોઈએ. બીલાડી જ્યારે ઉંદર

ઉપર તડાપ મારવાને ધ્યાન લગાડી બેસે છે, તે વખતે કોઈ પણ મનુષ્ય તે બીલાડી પાસેથી પસાર થઈ જાય તો પણ તે બીલાડીને તે મનુષ્યનું ભાન હોતું નથી. તે બીલાડીનું ધ્યાન તો તે ઉંદરમાંજ નિમગ્ન રહેલું હોય છે તેવીજ રીતે તે શિષ્યે પોતાના ગુરૂના સ્વરૂપનું ધ્યાન ધરવાનું છે. એટલા માટે મનુષ્યે ધ્યાન ધરવાનો વિષય બીલાડી જેવા જનાવર પાસેથી શીખવાનો છે.

આ ઉપરાંત પરમાત્માને મેળવવાનો રસ્તો સદ્ગુરૂદ્વારા પ્રાપ્ત કરવા પછી હરેક શિષ્યને નીચે જણાવેલાં ત્રણ ફરમાનો ધ્યાનમાં રાખવાનાં છે.

જેમ બને તેમ ઓછો આહાર; એટલે કે શરીર ટકી શકે અને તે શરીરમાં પુરતી તાકાત રહે, આહાર પચી જાય, આળસ પેદા ન થાય, અને હંમેશાં શરીરમાં સ્ફુર્તિ રહે, એટલો આહાર કરવો જોઈએ. ઓછી નિંદ્રા એટલે કે એટલી ઓછી નિંદ્રા ન થાય કે જેથી શરીર બગડે; વધુ નિંદ્રા ન થાય કે જેથી આળસ તથા સુસ્તી પેદા

થાય. એ પ્રમાણે નિયમ પર નિયમ દીન પ્રતીદીન નિંદ્રા ઓછી કરતા જવું. ઓછું બોલવું એટલે કે કેટલાક મનુષ્યોને આખો દીવસ બડબડ કરવાની ટેવ હોય છે તે ખોટી છે અને તેથી નુકસાન થાય છે. મનુષ્યની આયુષ્ય શ્વાસોશ્વાસ પર નિર્માણ થયેલી છે. અને વધુ નિદ્રા લેવામાં આવે, અથવા વધુ આહાર કરવામા આવે અથવા વધુ બોલવામાં આવે તો એ ત્રણે વખતે શ્વાસોશ્વાસનું પ્રમાણ વધી જાય છે અને તેવી રીતે તેમ કરવાથી મનુષ્યની આયુષ્ય કમ થાય છે અને આયુષ્ય કમ થવાથી પરમાત્માને મેળવવાનાં સાધનમાં વિક્ષેપ પડે છે. એટલા માટે હરેક મનુષ્યે ઉપર જણાવ્યા પ્રમાણે ઓછો આહાર લેવો, ઓછી નિદ્રા કરવી ને ઓછું બોલવું, ને આ ત્રણ ફરમાનોને હરેક વ્યકિતએ હૃદયમાં કોતરી રાખવાં.

ઉપલો વિષય સમજ્યા પછી હરેક વ્યકિતએ નીચે લખેલા વિકારરૂપી દુર્ગુણોને સદ્‌ગુણો દ્વારા દૂર કરવા

જોઈએ. કયા દુર્ગુણોની સામે કયા સદ્દગુણનો ઉપયોગ લેવો એ નીચેનાં કોષ્ટક પરથી સ્પષ્ટ જણાશે અને જો હરેક વ્યક્તિ તે પ્રમાણે વર્તન કરે તો શનૈઃ શનૈઃ અવશ્યમેવ વિકારોનો નાશ થાય છે અને સદ્દગુણોની પ્રાપ્તિ થાય છે.

## મન એટલે પ્રકૃતિ.

| | મન અને પ્રકૃતિનાં લક્ષણો ઉત્પન્ન કરનાર દુર્ગુણો એટલે વિકારો. | આનંદ સ્વરૂપની પ્રાપ્તિ માટેનાં સદ્દગુણો. |
|---|---|---|
| ૧ | માયા | પ્રેમ |
| ૨ | આશા | ભાવ અને શ્રધ્ધા |
| ૩ | તૃષ્ણા | સંતોષ |
| ૪ | અભિમાન | સહનશીલતા |
| ૫ | કામ | ભક્તિ |
| ૬ | ક્રોધ | શાન્તિ |
| ૭ | મોહ | ધીરજ |
| ૮ | લોભ | દયા |
| ૯ | ઇર્ષા | ક્ષમા |

ઉપર જણાવેલા સદ્દગુણો સદ્ગુરૂ પાસેથી ગ્રહણ કરી શનૈઃ શનૈઃ તે પ્રમાણે જો વર્તન કરે તો વિકાર રૂપી દુર્ગુણનો સદંતર નાશ થયા પછી ઉપલા સદ્દગુણો ગ્રહણ કરી પ્રેમ અને ભક્તિના રસ્તા ઉપર ચઢી સદ્દગુરૂ જે રસ્તો દેખાડે તે રસ્તે કોઈ પણ વ્યક્તિ વર્તન કરે તો ઘણી સ્હેલાઈથી પરમાત્માની પ્રાપ્તિ કરી શકે. બીજા વિષયો બીજા પુસ્તકોમાં ઘણા વર્ણવેલા છે. તેથી તે વિષયો પાછા વર્ણવી પરીપેષ્ટ ન કરવાનું કારણ નથી.

હરેક વ્યક્તિને પ્રથમ માર્ગ કેવી રીતે ગ્રહણ કરવો, કેવી રીતે સદ્દગુરૂની પ્રાપ્તિ કરવી, અને સદ્દગુરૂની પ્રાપ્તિ થયા પછી કેવી રીતે સદ્દગુરૂ સાથે વર્તન રાખવું તેમજ દુનિયામાં કેવી રીતે વર્તન કરવું તે ચીજ હરેક વ્યક્તિને સ્પષ્ટ રીતે સમજ પડે અને પરમાત્માની પ્રાપ્તિ કરવાનો માર્ગ સ્હેલાઇથી મેળવવાને શક્તિવાન થાય એટલા માટે આ નુરી શોધનાં બોધ વચન, નુરી મંડળ માટે લખાયાં છે.

---

આ પુસ્તક ધી લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેઠર પ્રેસ,
૩, ચોપાટી રોડ, મુંબઈ નં. ૭માં જાદવજી પીતાંબર ઠક્કરે
છાપ્યું તથા સ્વામી ગણપત નુરીએ ૨૮, કાકડવાડી,
મુંબઈ, નં. ૪માંથી પ્રગટ કર્યું છે.